# મગરની વાર્તા

ફિલિપિન્સની લોકવાર્તા

હોઝે ગુજરાતી: મમતા



# મગરની વાર્તા

## ફિલિપિન્સની લોકવાર્તા



એક દિવસ હુઆન નદી કિનારે ફરતો હતો.
ત્યાં તેને કોઈ રડતું હોય તેવો અવાજ આવ્યો.

તેણે આજુ બાજુ નજર કરી
જોયું કે એક ઝાડવે મગર બાંધેલો હતો.
"હું તમારી મદદ કરી શકું?"
હુઆને પૂછ્યું.



“તું આ દોરડાનો ફાંસો ખોલી આપ તો હું તને એક સોનાની વીંટી આપીશ.” મગર કહે.
હુઆને દોરડાનો ફાંસો ખોલી આપ્યો.
“હવે મને વીંટી આપ” તે કહે.
“હમણાં મારી પાસે વીંટી નથી” મગર કહે.
“તું મારી પીઠ ઉપર બેસી જા.આપણે વીંટી લેવા જઈએ.”



નદીમાં અધવચ્ચે પહોંચ્યા ત્યાં મગર કહે
“મારી પાસે સોનાની વીંટી બીટી નથી. હવે હું તને ખાય જઈશ.”



“આ તો બિલકુલ બરાબર ન કહેવાય.” હુઆન કહે.
“જુઓ મેં હમણાં તમારો જીવ બચાવ્યો. અને તમે મને ખાવાની વાત કરો છો?”
મગર હસતો હસતો બોલ્યો,”અરે કેટલાં ઓછા છોકરાઓને મગરનું ભોજન બનવાનું સારું નસીબ મળે છે?”



ત્યાં પાણીમાં તરતાં એક ટોપલી નજીક આવી.

હુઆન કહે, "ચાલો ટોપલીને પૂછીએ કે તમે મને ખાઓ તે બરાબર કહેવાય?"

"સારું. તો પૂછી જો ટોપલી ને." મગર કહે.



“ટોપલી ઓ ટોપલી.” હુઆને સાદ પાડ્યો. “કદાચ તું અમારા બંનેનાં ઝગડાનો ઉકેલ લાવી શકે. આજે સવારે મને આ મગર મળ્યો હતો. તે દોરડાથી બંધાઈને ફસાયેલો હતો. તેને છૂટો કરવા બદલ તેણે મને એક સોનાની વીંટી આપવાનું વચન આપ્યું હતું. મેં ફાંસો ખોલીને તેને છૂટો કર્યો પણ હવે તે કહે છે કે સોનાની વીંટી તેની પાસે નથી. ઉલટાનું તે મને ખાય જવાની તૈયારી કરે છે. આ તો કાંઈ આભાર વ્યક્ત કરવાની રીત કહેવાય?”







ટોપલી કહે, “જો, જયારે હું એકદમ નવી હતી ત્યારે મારા માલિક માટે હું બજારથી ચોખા લાવતી. તેની પત્ની માટે શાક ભાજી લાવતી. તેના છોકરાઓ સાથે હું રમતી હતી. હવે હું ઘરડી અને જૂની થઇ ગઈ છું એટલે તેણે મને આ નદીમાં ફેંકી દીધી.”







ટોપલી કહે. “માણસો કોઈ આભારી નથી હોતા, તો તમારે આ છોકરાનો આભાર શા માટે માગવો? જલ્દી ખાયને પતાવી દો આ છોકરાને.”

“તેં બરાબર કહ્યું”, મગર કહે. “હમણાં ખાય જઈશ તેને.”

“ના”, હુઆને જોરથી ચીસ પાડી. ત્યાં તેને એક ટોપી તરતી તરતી આવતી દેખાઈ. તેણે તરત ટોપીને બોલાવી.



ટોપી પૂછે, “શું છે?”

“આ મગર ફસાઈ ગયો હતો અને મેં તેને રડતા સાંભળ્યો હતો”, હુઆને સમજાવ્યું.

“મેં તેનો જીવ બચાવ્યો પણ હવે તે મને ખાય જવા માગે છે. આ બરાબર કહેવાય?”






ટોપી કહે, "જ્યારે હું નવી હતી ત્યારે મારો માલિક મને ગર્વથી પહેરીને શહેર જતો. હું તડકાથી તેનું રક્ષણ કરતી અને વરસાદમાં તેને પલળતા બચાવતી. હવે હું જૂની થઈ ગઈ છું એટલે તેણે મને નદીમાં ફેંકી દીધી."






"મનુષ્યો તો એકદમ સ્વાર્થી હોય છે. તારે આ છોકરાનો આભાર માનવાની જરૂર નથી. ખાય જા તેને ઝટ દઈને" ટોપી કહે.

મગરે હુઆનને કહ્યું, “જો સાંભળી લીધું ને?” અને હુઆનને ગળી જવા માટે તેણે પોતાનું જબરું મોં ખોલ્યું.



“ના ના. ઊભા રહો” હુઆન કહે. “પેલા કેળના ઝાડ ઉપર વાનર બેઠેલો છે. ચાલો તેને પૂછી જોઈએ.”

“સારું પણ ઉતાવળ રાખજે” મગર કહે. તેની ધીરજ હવે ખૂટી રહી હતી. “આ તારે માટે છેલ્લી તક છે.”



“વાંદરા ભાઈ ઓ વાંદરા ભાઈ” હુઆને જોરથી રાડ પાડી. “આ મગર કહે છે કે તે મને ખાય જશે.”

“મને કશું સંભળાતું નથી,” વાંદરાએ સામેથી રાડ પાડી. “તું જરાક નજીક આવીને કહે તો.”



મગર તરીને નદીના કિનારા પાસે ગયો.

હુઆન ફરીથી જોરથી કહે “આ મગર ફસાઈ ગયો હતો....”

“મને હજી કશું સંભળાતું નથી,” વાંદરાએ ફરી રાડ પાડી. “હજી નજીક આવ તો.”

મગરનો ગુસ્સો વધતો ગયો “આ છોકરાને હવે જલ્દી ખાય જાઉં.”

મગર તરતો નદીના કિનારાની વધુ પાસે પહોંચ્યો.



પછી તો ભાઈ...
હુઆન તરત કિનારા ઉપર કૂદી ગયો.
હવે તે સલામત હતો.
“તમારો ખૂબ ખૂબ આભાર” તે વાંદરાને કહે.
“તમે મારો જીવ બચાવ્યો.
હું જિંદગીભર તમારો આભારી રહીશ.”



વાંદરાએ કહ્યું “તું મારી મદદ કરી શકે છે. તારા પિતાજીને કહેજે  કે કેળના ખૂબ ઝાડ વાવે. કેળ હશે તો અમને પૂરતું ખાવાનું મળી રહેશે. અને હા, તું મને જયારે પણ કેળનાં ઝાડ ઉપર જુએ ત્યારે એવું ઢોંગ કરજે કે તેં મને જોયો જ નથી. આ વાત કોઈને કહેતો નહિ.”



“હું જરૂર આમ કરીશ,”
હુઆન કહે. “આપણી
વાત પાકી.”



